# સત્સંગ-સરિતા



શ્રીજી

સ્વયંસેવક મંડળ

બોટાદ

મૂલ્ય ૦-૨-૦

શ્રીજી સ્વ. સેવક સાહિત્ય શ્રેણી પુષ્પ ૨જું.

# સત્સંગ-સરિતા

લેખક

દલીચંદ મોતીચંદ કામદાર

(સભ્ય શ્રીજી સ્વ. સે. મંડળ)

પ્રકાશક

જયંતીલાલ મણીલાલ વડોદરીયા

મંત્રી, શ્રીજી સ્વયંસેવક મંડળ—બોટાદ

કિંમત ૦—૨—૦ : સહજાનંદાબ્દ ૧૪૯ : પ્રત ૧૦૦૦

સૃષ્ટિના સરજનહાર,
જગતના પાલનહાર,
ત્રિલોકના તારણહાર,
અખંડ અવિનાશી,
સચ્ચિદાનંદ સ્વરૂપ,
એ
અક્ષરધામના અધિરાજ
મ્હારા નાથ
**પ્રભુ ઘનશ્યામ**
ના
પવિત્ર પાદારવિંદમાં
અંતરનાં ઉભરાતાં
હેતના ઉમળકા સાથે
સાષ્ટાંગ
**પ્રણિપાત.**

લેખક.

મુદ્રક : ઢ. મ. પંડ્યા, સૌરાષ્ટ્ર મુદ્રણાલય, રાણપુર

# નિવેદન

અક્ષર રસાયનનાં મુળ તત્વો ન દેખાય તો સાંપ્રદાયિક કાવ્યો ભજનાવલીનું બીરદ કે રીતે સાચવી શકે ? સાચા કાવ્યો તો એ જ કે જેમાં દાખલ થતાં જ તેમાં પથરાયેલો ભક્તિભાવ પ્રદિપ્ત થાય. આ કાવ્યોમાં સત્સંગની સમસ્ત શુભ ભાવનાઓ ખડી થાય છે. શબ્દો વાંચવાની સાથે જ થાળી માહેંનો મિષ્ટ ખોરાક મોઢામાં પાણી લાવી મુકે છે. કાવ્યોમાં પ્રવેશ કરનાર પ્રવાસી સમક્ષ **મહાપ્રભુશ્રી સહજાનંદ સ્વામી** નજરે તરી આવે છે. એજ આ કાવ્યોનો મધુર લલકાર. પ્રવાસીનું સંસારાટવીનું અજાણપણું ત્યાં જ તૂટી જાય. લેખકે આવો જ સ્તુત્ય પ્રયાસ કર્યો છે.

સત્સંગ પ્રજાને સાહિત્યની અનિવાર્ય આવશ્યકતા છે તેથી તેમ જ સત્સંગીઓની સેવામાં એ દ્રષ્ટિએ ખડા

રહેવાના હેતુથી "શ્રીજી સ્વયંસેવક સાહિત્ય શ્રેણી"ને નિઃસ્વાર્થપણે સેવા આપવાનું સ્વીકાર્યું છે. એટલે પુષ્પોની કિંમત ખર્ચ પુરતી જ આંકવાની સદાયની મહેચ્છા છે. તદ્ સબંધે શ્રીમંત વર્ગના ગજવાની સહાય ઉપર તો જરૂર અવલંબી રહેવું એમ હાલ તુરત ઠરાવ્યું છે.

આ કાવ્યોની પ્રસિદ્ધિ શ્રીયુત્ ગોવિંદજી કલ્યાણજીની ગયા વખતની ઉદારતાને આભારી છે.

અને હવે શું ? મુરાદ તો મેરૂ જેવડી છે. પરિણામ પ્રભુને હાથ છે. પણ ઉમેદ રહે છે કે આ ઉદ્યાનના પુષ્પોને વધારે ખીલવી શકાશે. સત્સંગના સાક્ષરો અને શ્રીમંતો શો જવાબ આપશે ?

અંતમાં

કુબુદ્ધિ કાપીને પ્યારા,
સુબુદ્ધિ આપજો પ્યારા,
નમે તુજ બાળકો શ્રીજી
સ્વયંસેવક પ્રિતે પ્યારા.

બોટાદ
શ્રી કૃષ્ણ જન્માષ્ટમી સં. ૧૯૮૬

પ્રકાશક.

# આમુખ

( સ્થળ : ગોમતિત્રટ, વૃત્તાલય )

**શીવગુપ્તા :** હરિ કોણ ? વૃત કેમ કરવું ?

**રામશર્મા :** સાક્ષાત કૃષ્ણાવતાર ભૂમિમાં પ્રગટ થયેલ છે. તેમનું નામ હરિકૃષ્ણ, ઘનશ્યામ. નિલકંઠ, સ્વામીનારાયણ, સહજાનંદ એવા ગુણ કર્મો અનુરૂપ ઘણા નામો છે, તેમનો પ્રતાપ પણ ઘણો છે. કોશળ દેશમાં, છપૈયા ગામમાં દેવશર્મા વિપ્ર પવિત્ર, ધર્મી, રૂડી બુદ્ધિ-વાળા પ્રસિદ્ધ અને તેવા જ ગુણવાળા તેમના પત્નિ ભક્તિ હતા. આ બન્ને કૃષ્ણભક્ત હતા. વિષયમાં વૈરાગ્યવાન, શુદ્ધ અને જીતેન્દ્રીય હતા. કલીના બળથી અસુરોએ તેમને દુઃખ દીધું છતાં ધર્મ ત્યાગ્યો નહિ. કલી ભયથી ત્રાસ પામી જ્યારે ત્યારે તેમના કુળદેવ હનુમાનજીનું શરણ સાધતા. એક વખત વિષ્ણુયાગ કરવા વૃન્દાવનમાં ગયા. ત્યાં શ્રીકૃષ્ણ પ્રસન્ન થયા અને પોતાને અસુરોને નાશ કરવાની ઇચ્છા હતી તેથી સૌ

ભક્તોને સુખ દેવાને-એકાંતિક ધર્મ સ્થાપન કરવા વર આપી ભક્તિ થકી છપૈયામાં સં. ૧૮૩૭ના ચૈત્ર સુ. ૯ સોમવારે રાત્રે ૧૦ ઘડી ગઇ ત્યારે શ્રીહરિ જન્મ પામ્યા. ધર્મ સેવનાર જનોમાં આનંદ થયો. ધર્મદ્રોહી અસુરોને ત્રાસ થયો. પિતાથી સંસ્કારો પામી નામાકરણમાં હરિ નામ રાખ્યું. વૈરાગ્યથી સં. ૧૮૪૯ના અષાડ સુ. ૧૦ દને ઘર છોડી વનમાં તિર્થો કરવા ગયા ત્યાં પોતાના પ્રતાપે અસુરોનો નાશ કરી સદ્દધર્મ સ્થાપ્યો અને સ્વધર્મ, જ્ઞાન, વૈરાગ્ય યુક્ત આશ્રિતોમાં ભક્તિ પ્રવર્તાવી અધર્મમાં રહેલ અસુરના સમૂહોને, ધર્મદ્રોહી રાજા, શુષ્કજ્ઞાની અને દાંભીકોને, પ્રતાપે કરી જીત્યાં. ધર્મ પ્રવર્તાવિતા આવા **શ્રીહરિ** જે નિલકંઠ તેમનું આશ્ચર્ય જોઇ મત્સરવાળા અસુરો દ્રોહ કરવા લાગ્યા. દૂરજનો પ્રભુને પીડા કરી શકયા નહિ, પણ મોહ પામી માંહો-માંહે શસ્ત્રધારી હજારો કપાઇ મુઆ. ઘણા ફજેત થયા, ઘણુ દુઃખ પામ્યા, દ્રોહી રાજાઓના રાજ્ય હરાઇ ગયા અને નિર્માલ્ય થઇ ગયા. આવો પ્રતાપ કરી તિર્થો કરતા કરતા, પૃથ્વીમાં સદ્દધર્મ સ્થાપવા લોજપુરીમાં સં. ૧૮૫૬ના શ્રાવણ વ. ૬ને દિવસે આવ્યા, અને ત્યાં **રામાનંદ** (ઉદ્ધવજીનો અવતાર)ના આશ્રિત થયા ને સં. ૧૮૫૭ના કાર્તિક સુદ ૧૧ દિને ગામ પીપલાણામાં મહા દિક્ષા લીધી અને સં. ૧૮૮૫ના કાર્તિક સુદ ૧૧ દિને

ધર્મની ધુરા લીધી. ત્યારથી અનેક ઐશ્વર્યો જણાવવા લાગ્યાં. સૌને સમાધી કરાવી પોતપોતાના દેવોના દર્શન કરાવ્યાં. આવો પ્રતાપ જાણી હજારો જનો શરણે આવ્યા. બધા ઉપર દયા કરી મુક્તિ આપી. ઘણાએ શ્રીહરિ જેસ્વામીનારાયણ–**સહજાનંદ ભગવાન** જેમના ચરણમાં સ્વસ્તી, જાબુ. ઉર્ધ્વરેખા,જવ, શંખ, ચક્ર વિ ચિન્હો અને ઐશ્વર્યો જોઇ આશ્રિત થયાં. શાસ્ત્રાર્થ કરી શાસ્ત્રીઓએ પણ કલીયુગમાં આ પ્રભુનો અવતાર છે એમ કબુલ્યું. તેમના આશ્રિતો સાધુઓ પણ દેવ અને ઉત્તરોત્તર કૃષ્ણ જેવા થયાં. આવા **સ્વામીનારાયણ ભગવાન** છે. શુષ્ક અને વેદાંતી નરોને પણ પ્રભુએ જીત્યાં. બ્રહ્મ પ્રતિપાદન સાકાર દીવ્યપણું કર્યું. આશ્રીત સાધુ-બ્રહ્મચારી બ્રહ્મચર્યવૃત્ત પાળતા થયાં. સાધુ ધર્મ-શાસ્ત્રો પ્રમાણે વર્તે છે. તેમજ લોકથી વિલક્ષણ છે. વર્ણાશ્રમી હજારો આશ્રિતો આજે ભજે છે અને ભક્તિથી દોષ ટાળી ઉપાસના કરી ધામમાં જાય છે. સધવા પતિ-વૃત્તાપણે અને વિધવા તેના ધર્મમાં નિષ્ટ થઇ બ્રહ્મચર્ય વૃત્તમાં સ્થિર છે. રાજાઓ પણ વિસ્મય પામે તેવા મોટી સામગ્રીથી ઉત્સવો, અહિંસક યજ્ઞો, અજકોટ વસં-તોત્સવ વિ. કરે છે. અન્નક્ષેત્રો બાંધી ઘણાને દાન આપી તૃપ્ત કર્યાં છે. અમદાવાદના ચોરાસી એકજ દીવસમાં કરી વાવ, કુવા ધર્મશાળા અને જલાશયો કરાવ્યાં.

બ્રાહ્મણોને જનોઇ માટે રૂણ ચુકાવવા માટે કન્યાદાનો માટે, દ્રવ્ય આપવા ઉપરાંત, ગૌદાન, ભૂમિદાન, અને સોનાના દાન પણ આપ્યા છે. એ રીતે સદ્દધર્મનું પોષણ કરી અદ્દભૂત પ્રતાપ ફેલાવી ભક્ત અભક્તને પણ સમાધિમાં ગૌલોક, વૈકુંઠ, ૪. ધામ મૂર્તિઓ અને અદ્દભૂત અશ્વર્યો દેખાડી, અવતારો દેખાડયાં, તથા દાન કર્યાં અને સ્વ. સ્વરૂપનું ચીંત્વન કરાવ્યું. જીવ, માયા, બ્રહ્મ પરબ્રહ્મ સ્વરૂપનું જ્ઞાન આપ્યું. નિષ્કામ ભક્તને મુક્તિ આપી પછી ભક્તિ પ્રવર્તન માટે મંદીરો બંધાવ્યા તેમાં સ્વમૂર્તિ સ્વહસ્તે સ્થાપી તેમાં તેજ અશ્વર્ય મુકયા પછી દેશ વિભાગ કરી બે ગાદી સ્થાપી પોતાના વંશના બે આચાર્યો નિમ્યા અને પોતે સંત ૧૯૮૬ ના જેઠ સુદ ૧૦ ના દીવસે સ્વેચ્છાથી પોતાના અક્ષર ભુવનમાં પધાર્યા. આ રીતે ૧૧ વર્ષ ૩ માસ ૧ દીવસ શ્રી હરિકૃષ્ણ મહારાજ સરવર દેશમાં શ્રી ધર્મ-ભક્તિના ભુવનવીષે બિરાજમાન રહ્યા ૭ વર્ષ ૧ માસ, ૧૧ દીવસ, શ્રી નીલકંઠ પ્રભુએ વનવીચરણ કર્યું ૧૦ માસ ૬ દીવસે લોજમાં મુક્તાનંદ સ્વામી સાથે રહ્યા. ૧ વર્ષ ૫ માસ ૧૬ દીવસ સોરઠ દેશમાં રામાનંદ સ્વામી સાથે રહ્યાં અને ૨૮ વર્ષ ૫ માસ ૨૭ દીવસ પોતાના આશ્રિતોને સુખ આપતા થકા અને અનેક કલ્યાણકારી ચરિત્રો કરતાં થકા ગઢપુરમાં મુખ્યપણે રહી ભરતખંડમાં

સદ્ધર્મનું સ્થાપન કર્યું આ રીતે નરાકૃતિ ધારણ કરેલા પૂર્ણપુરૂષોત્તમ શ્રી. **સ્વામીનારાયણ** ભગવાન ૪૯ વર્ષ ૨ માસ ૧ દીવસ આ પૃથ્વી ઉપર વિચર્યા છે આવા અત્યંત દયાલુ પ્રગટ પુરૂષોત્તમ શ્રી સ્વામીનારાયણ હાલમાં પણ સાક્ષાત્ દર્શન દે છે અને પૂર્વે દેખાતા તેવી જ રીતે પ્રત્યક્ષ છે અને ભક્તોને દેહના અંતે દર્શન આપી ધામમાં તેડી જાય છે.

શ્રીયુત **શાન્તીલાલ મણીલાલ વડોદરીયાએ** તૈયાર કરેલ "**સત્સંગી જીવન**" ની નોંધ પોથીમાંથી ઉદ્ધૃત (પ્ર. ૫. અ. ૬૨)



# અનુક્રમણિકા

## અવતાર ધારણ

(૧)

"ભુમિ ભારત ઉપર પાપી, પ્રબળ પૂજાય છે જ્યારે,
રીબાવી સંત હરિજનને, ઉઠાવે મોજ સૌ જ્યારે,
કુસંગી દુષ્ટને હણુવા, સ્વજનને શાંતિ દેવાને,
જગત્ ઉદ્ધાર કરવાને, લઉં અવતાર હું ત્યારે."

(૨)

સુખદ્વાણી શ્રીમુખની એ, અવિચળ સત્ય દાખવવા,
અને નિજ ભક્ત અંતરની, પુરી અભિલાષ સૌ કરવા,
અમારા શુષ્ક હૈયાની, તિમિર ગાઢી ગુફામાંહી,
અનેરી જ્યોત્ પ્રકટાવા, ધર્યો અવતાર તેં પ્યારા.

(૩)

હૃદય નિર્દોષ ઉપવનના, મનોહર પુષ્પ જે ખીલે,
જગત્ ઝેરી અનિલ સ્પર્શે, ખીલીને એહ કરમાયે,

પ્રભો ! એ શુષ્ક વાટિકા મહિં અમૃત ઝરણ વહાવી,
પછી નંદનવન કરવા, ધર્યો અવતાર તેં પ્યારા.

(૪)

સહીને કષ્ટ અમ માટે, તપસ્વી વેષ તેં ધાર્યો,
રૂડો સદ્‌બોધ સીંચીને, પછી સત્સંગ પ્રગટાવ્યો,
ચરિત્રો કંઇક બતલાવી, જગત્‌ના ઝેરને ધોયાં,
દયાના પાઠ પાઠવવા, ધર્યો અવતાર તેં પ્યારા.

(૫)

અમરા મંદિરોમાં ને, અમારા ધર્મશાસ્ત્રોમાં,
અમારા સંત પાષદ્‌ને, કલુષિત્ ગૃહ આંગણુમાં,
અહર્નિશ પ્રેમનાં પગલાં, પનોતા પૂરવા પ્યારા,
થઇ આધિન ભક્તોને, ધર્યો અવતાર તેં પ્યારા.

(૬)

નિરખતાં મૂર્તિને નેત્રો, પ્રભો ! પાવ નથવા દેજે,
સુણાવી સંતની વાણી, જીગરને શાન્ત્વના દેજે,
પ્રભો ! તુજ ભક્તિનું ચિત્તમાં, અજબ જાદુભરી દેજે,
અને આ દેહ તુજ ચરણે, પરોવા શક્તિ તું દેજે.

# આનંદોત્સવ

( પોતાના ખોળે પ્રભુએ જન્મ લીધાની જાણ થતાં ભક્તિમાતા હર્ષ ઘેલા થાય છે. )

આજસખી આંખડલી મારી,
આનંદથી ઉભરાયે હો..................

નિરખ્યા હરિ હરિકૃષ્ણ સ્વરૂપે, (૨)
બાળલીલાં કંઇ કરતાં હો...........આજસખી....

ઘાટીલો ઘનશ્યામ ઉભો' તો (૨)
કામણ કંઇ કંઇ કરતો હો...........આજસખી....

મંદમંદ હસતો જાણે એ (૨)
ચિત્તડું ચોરી લેતો હો...........આજસખી....

વદન મનોહર તેજ પુવારો (૨)
શિતળ છોળો છૂટે હો...........આજસખી....

અંગોઅંગ નિરખતાં એનાં (૨)
તૃપ્ત ન થાયે નેણાં હો...........આજસખી....

પ્રગટયા પ્રભુ મુજરંકને ખોળે (૨)
ધન્યધન્ય જીવતર મારૂં હો...........આજસખી....

પ્રત થકી સખી ટોળે મળીને (૨)
ગીરધરના ગુણ ગાઓ હો............આજસખી....

પૂરતણાં નરનારી પધારો (૨)
આનંદ મંગળ ગાઓ હો............આજસખી....

સુફળ થશે જીવતર એનું જે (૨)
નિરખે વ્રજપતિ વા'લો હો............આજસખી....



## બન્ધુ-વિરહ

(શ્રીજી મહારાજ ૧૧ વર્ષની વયે વનમાં તપ કરવા માટે ઘેરથી છાનામાનાં ચાલ્યા જાય છે તે ખબર પાછળથી તેમના ન્હાના ભાઈને પડતાં બહુજ રૂદન કરે છે.)

(૧)

વરસે સુધારસ વ્યોમથી રે, જગ શીતથી છાયું,
મારે મંદીરીએ લૂ ઝરે રે, રૂઠયો કેમ કૃપાળુ ?
આજ આંસુભરી આંખડી રે, મને કાંઈ ન સૂઝે,
માડી જાયાના વિયોગથી રે, મારૂં કાળજું ધ્રુજે.

(૨)

ભાઇ ઉભો ઉભો ઉંબરે રે, ઉનાં આંસુડાં ખાળે,
ભાભી ચડીને અટારીએ રે, એનો પંથ નિહાળે,
આજ અખાડાના ગોઠીયા રે, એની વાટડી જુવે,
સગાં સહુ ટોળે મળી રે, મારો કેડો ન મૂકે.

(૩)

મેણું દીધેલ ભોજાઇએ રે, એની પ્રિતડી તોડી,
કાં તો દીયરને ખીજાવવા રે, અણુછાજતું બોલી,
કાં તો કુટુંબની ગોદમાં રે રહેવું આકરૂં લાગ્યું,
ચાલ્યો રીસાઇને જંગલે રે, એણે કો'ને ન પૂછયું.

(૪)

માતાના અંકમાં ઝુલતો રે, કાલ્ય કાલું બોલંતો,
આજ ઉગીને ઉભો થયો રે, એને કોડ ઘણેરો,
વસમી વિકટ વન વાટડી રે, એ કેમ કરી જોશે ?
ભુખને શીતના દોહ્યલા રે, દુઃખ કેમ કરી સહેશે ?

(૫)

વિરા ! હજી કેમ નાવીયો રે, રીસ કીધલી સાચી,
જાણ્યું ઘડી પછી આવશે રે, તારી ઉમ્મર કાચી;

માત પિતાનો લાડકો રે એની આંખનો તારો;
ભાઈ ભોજાઈ ભૂલી ગયે રે, જન કહેશે હજારો.

(૬)

વીર હનુમાન ! તુજ અંકમાં રે, મારૂં શિર નમાવું,
ચો દિશની વન દેવીઓ રે, તમ પૂજા કરાવું,
ખરચી વ્હાલેરી ચોજને રે, રૂડા જાપ જપાવું,
લાવે સંદેશો ભ્રાતનો રે, એને પ્રાણ પથારૂં.



## તપસ્વી

(શ્રીજી મહારાજ જંગલમાં તપસ્વીને વેષે ફરે છે
તે વખતનું વર્ણન)

(૧)

નિબિડ ઘોર અરણ્ય ભયાનકે,
દૂર અગોચર હિંસક સ્થાનકે,
ઉર ઉમંગ ભર્યું કંઈ બોલતો,
પથિક નિર્ભય થઈ પથ કાપતો.

(૨)

પૂરણ ચંદ્ર સમાન શોભતું,
દિનમણી રવિનો મદ છેદતું,
તન સુશોભિત કાન્તિ તણા ઝરો,
શિશુ વયે કોઇ જોગી થઇ જતો.

(૩)

શિર જટા જુથ સુંદર શોભતાં,
અધર આપ ગુલાબ સમા હતા,
કનક કંતિ સૂકોમળ હસ્તમાં,
તુલસી મળને દંડ ધર્યા હતાં.

(૪)

અહહ ! એ શ્રમથી વન કાં સહે ?
કમળ કોમળ દેહને કાં દમે ?
કીધું બિછાનું ભૂમિ પર કાં અરે ?
કનક છોડીને તુબડું કાં ધરે ?

(૫)

ભૂમિતણી સહુ માનવ કાન્તિને,
પથિકનું તન તેજ ઝાંખી કરે,

અલગ એ તન માનવ જાતથી,
ખચિત ઉતર્યું અક્ષર ધામથી.

(૬)

શિશુ હશે સુરલોક નૃપાલનો,
અગર દેવ હશે દિકપાલનો,
વનતણો અધિરાજ હશે કદિ,
ફરીવને સુખશાન્તિ કરે અતિ.



## લોજની વાવે

(શ્રીજી મહારાજ ફરતાં ફરતાં લોજની વાવ પાસે આવી આસન નાંખી બિરાજેલા છે. ત્યાં પનિહારીઓ આવે છે, અને આ તેજસ્વી બાળકને જોઇ આશ્ચર્યમાં ગરકાવ થાય છે.)

(૧)

એક શિતળ તરૂવર છાંય તળે,
પુરલોજની વાવ તણી સમીપે,
મૃગચર્મ બિછાવી ભૂમિ ઉપરે,
કોઇ ધ્યાન માંહિ આરૂઢ દિસે.

(૨)

ઝળકે કિરણો તન યૌવનના,
ખીલતી કળી સમ એ બાળ તણાં,
મદ જંગ અનંગ નો ભસ્મ કર્યો,
સુકુમાર વયે એ યોગિ થયો.

(૩)

પુરનારી અહિં જલ ભરતી હતી,
નિરખી આ બાળને વિસ્મીત થઇ,
જઇ શિઘ્રગતે અને દિન મને,
પૂછે આપ વૃત્તાંત કહો અમને.

(૪)

કોણ ગ્રામ ? કહો કોણ માતપિતા ?
આ છોટી વયે કેમ સાધુ થયા ?
ભર જોબન જોર હજુ નડશે,
તન કામ પ્રહાર નહિ સહશે.

(૫)

યોગીરાજ કહે "જગગ્રામ મહિં,
વિચરૂં જન કારણ દુઃખ સહી,

મુજ માત પિતા જગલોક સહુ,
તન કષ્ટ દઈ કર કામ હણું."

(૬)

નમી નારી પછી અતિ આનંદથી,
કંઈ વાત કરે કૂપ ઉપર જઈ,
સખી! કેવી સુશોભિત કાન્તિ હતી,
મુજ આંખડી જોઈ પવિત્ર થતી.

(૭)

એ ચારૂ કુસુમ કંઈ આશ ભર્યું,
ખીલતું કરમાવા શું સરજ્યું ?
વિધિ કેમ હશે ક્રૂર હૈયાનો ?
નિર્લજ્જ થઈ રાય તપસ્વી કીધો.

(૮)

ઘડી એક પછી મુનિ મુક્ત તણાં,
શિષ્ય નામ સુખાનંદ એહ હતા,
કૂપ ઉપર સ્નાન ક્રિયા કરતાં,
નિરખ્યા મુનિરાજ સુકાન્તિવતા.

(૯)

દિલ શાન્ત થતાં કંઇ આશ ધરી,
જઇ જોગી કને મન ખુદ ભરી,
કરજોડી કરે વિનતિ પ્રિતથી,
અમ આસન આવો સુન્દર નથી.

(૧૦)

મુજ ગુરૂ ગુણાતિત મુક્ત રહે,
ધરે ધ્યાન, અષ્ટાંગ સમાધિ કરે,
નિમ યોગતણું શિખવે અમને,
તજી જંગલ આપ શિખો સુમને.

(૧૧)

સુણી શબ્દ સુધારસ પ્રેમભર્યા,
અતિ આનંદથી મુનિ સાથ ગયા,
જઇ આસન ગુરૂને પાય પડયા,
મુનિ વૃંદના મોદક થઇ વિચર્યા.



# જીવન-પલટો

(ગુરૂ રામાનંદજી કચ્છમાંથી પધાર્યા. આ યોગિ બાળને સાક્ષાત્ પરમાત્મા તરીકે ઓળખ્યા, ગાદી અને સંપ્રદાયની ધર્મધુરા તેમના હાથમાં સોંપી).

ઉદ્ધવના આદેશથી મુનિવરો,
સદ્ધર્મ પ્રસરાવતા,
વિચરતાં પ્રભુ શોધમાં શ્રમ થકી,
લોજે જઇને વસ્યા.
યોગિ એક તરૂણ સુભગ ક્ષણે
આવી ગુરૂને નમે,
નિરખતાં આનંદ વૃંદ મુનિનાં,
હૈયાં અતિ ઉછળે.
શું એ વેષ તપસ્વીનો બટુકને,
સોહામણો શોભતો,
જાણે તે મુનિ મુક્ત મંડળ તણો,
ચૂડામણી દિપતો.
કાં પૂર્ણેન્દુ પ્રકાશતો નભ થકી,
આવી વસ્યો યોગિમાં,

અંધારા અજવાળીને શિતળતા,
અગ્નિ મહિં નાંખતો.

*    *    *

કાંઇ ઘાટ ઘડી મન ગોષ્ટિ કરી,
સહુ સાધુજનો અતિ હર્ષિત થઇ,
ગુરૂ દેવ બોલાવી કચ્છ થકી,
ઉજળી ઉરવાત વિદિત કરી.

ગુરૂ રાજ કહે મુજ કાજ સર્યું,
સહુ સંત તણું જ નસીબ ફર્યું,
આત રાહ જોતાં આંધર નયને,
પ્રભુ ઓળખી લ્યો આ તપસ્વીજને.

અમ અંતરની અભિલાષ ફળી,
છબી દિવ્ય અલૌકિક સહજ મળી,
પૂજજો બાળક મદ માન તજી,
ગુરૂરાજ અને શિરતાજ ગણી.

*    *    *

છોડી સુખ સંસારનું ભટકતો,
સાધુ થઈ જંગલે,

ફાટી તૂટી ગોદડી પણ અરે,
તન ઢાંકવા ના મળે,
કડવા વન ફળ ફૂલ ઔષધ સમો,
આહાર તું સેવતો,
તો પણ એ આનંદ ઉર સમજી,
પુરમાં કદી નાવતો,
આશો એક ઘડી મહિં અવનવો
તેં જીવન પલ્ટો કર્યો,

છોડીને વનવાસ વાસ કરવા,
જુદી દિશામાં વહ્યો,
સેવક ભાવ રહ્યાં હવે ન તુજમાં,
તું સેવ્ય સાચો થયો,
જંગમ જોગીરાજ આજ મટીને,
ગાદી પતિ તું થયો,
શું આ સંત સમાજ માનવગણ,
વંદે તને ખંતથી,
રાજા મહારાજા સહુ તુજ પદે,
મસ્તક ધરે હર્ષથી,

લાવી ત્હેં જડી બુટ્ટી કાંઇક વનથી,
મુનિ વૃંદ મોહિત કર્યો,
ક્યાં તો ખેલ મહારીનો ભજવીને,
જન ચિત્ત ચોરી ગયો,



## સદ્ગુરૂપદે

(૧)

પ્રભુ પોતે પ્રગટી, પ્રતિત જનને પાવન કીધા,
રૂડા ચારિત્ર્યોથી, કંઇકના ઉદ્ધાર કીધા,
વહાવી અંતરમાં, પ્રણય રસના દિવ્ય ઝરણાં,
અમોલાં આદેશે, તૃષિત સહુને શાન્ત કીધા.

(૨)

પ્રથા જુદી પાડી, પ્રથમ અમમાં સ્ત્રી પુરૂષની,
અહિંસા યજ્ઞોની, સકળ જગને જાણ કીધી,
રિવાજો દુષ્ટો જે, સતી થવાના બંધ કીધા,
સમાધિ દર્શનનાં, નિજજનોને દાન દીધાં.

(૩)

મુનિ મંડળ સ્થાપી, અમહિતે સદ્ગ્રંથ કીધા,
અને મંદિરોમાં, નિજ ઇચ્છાએ વાસ લીધા,
સહુ સાધુ સંતો, હરિજનોના ધર્મ કીધા,
કૃપા દૃષ્ટિ રાખી, કંઇક જનને ન્યાલ કીધા.

(૪)

અમારા માટે તેં, અવનિ ઉપર જન્મ લીધો,
અમારા માટે તેં, સ્વજન તજીને ભેખ લીધો,
અમારા માટે તેં, દુઃખ સહીને દેહ બાળ્યો,
અમારા માટે તેં, તુજ સદનનો દ્વાર ખોલ્યો.

(૫)

પ્રભો ! એ નરલીલા, સ્વકીય જન તો કેમ ભૂલશે ?
પ્રભો ! એ લીલાથી, હરિજનો ને ન્યાલ કરજે,
પ્રભો ! અમ અપરાધો, કદીય ઉરમાં તું ન ધરજે,
અને અમ અંતરમાં, નિશદિન પ્રભો ! વાસ કરજે.



## સદુપદેશ

સાંભળજો સહુ આશ્રિતો જે મુજ તણું,
તમ હિત કારણ કહું રૂડો ઉપદેશ જો,

પોત પોતાનો ધર્મ કદી ચૂકો નહિ,
પ્રિત થકી પાળો સત્સંગ ફરમાન જો.

(૨)

માંસ, મદિરા, મદ્ય, સુરા સેવો નહિ,
ભાંગ્ય, મદ્દર, ને ગાંજો કરજો ત્યાગ જો,
જુગાર ને વ્યભિચાર સમા જે દુર્ગુણો,
છોડો સમજી કરશે એ નિજ ઘાત જો.

(૩)

આત્મઘાત કોઇ દિન ક્રોધે કરશો નહિ,
નિંદા ને ચોરી સમજો મહા પાપ જો,
સત્ય, દયા, નીતિને પંથે ચાલજો,
એથી થાશે જીવ તણું કલ્યાણ જો.

(૪)

કામ, ક્રોધ, મદ, માન વળી અહંકારને,
તજજો એ તો હરિજનને લાજીમ જો,
શાસ્ત્રો ને સંતોની સોબત રાખજો,
હરિજનની સંઘાથે રાખો હેત જો.

(૫)

જે કારણ મેં દેહ ધર્યો અવનિ પરે,
પુરૂં થતાં જાઉં મારા ધામ જો,
શાસ્ત્રો ને મૂર્તિમાં રહીને હું સદા,
કરીશ તમારી પુરી મનની હામ જો.

(૬)

સત્સંગને શરણે આવેલાં આશ્રિતો,
સફળ થયા સમજી લ્યો માનવ દેહ જો,
નારાયણના નામ રટણથી કંઇ તર્યા,
ભક્તોને તો અવિચળ અક્ષર ધામ જો.



## શ્રીજી-વિરહ

( મહારાજ ધામમાં પધારે છે-ભક્તો કલ્પાંત કરે છે. )

(૧)

પૂર્ણ પ્રભા કર દિપતો રે, આજ અસ્ત થયો છે,
ભક્તોનો આશરો માંગતાં રે, દેશ શોકે ડુબ્યો છે,
વ્હાલા બાળકના નાવને રે, મધ દરિયે મૂકી,
સુકાની બનીને નાસી ગયો રે, એને બુદ્ધિ શી સૂઝી ?

(૨)

સંતોને ભક્તોના અંતરે રે, આજ આગ ઝરે છે,
શ્રીજી જતાં એનાં મંદિરો રે, આજ સુનાં દિસે છે,
સુનાં દિસે છે રાભા જનો રે, સુનાં ઢોલીયાં દિસે,
અંતરનો રામ ઉડી જતાં રે, સહુ સુનું દિસે છે.

(૩)

હૈયે દાવાનળ પ્રગટયો રે, આગ કોણ બુઝાવે ?
શાન્ત સુધારસ સિંચવાર, શ્રીજી કોણ તેડાવે ?
પતિ વિનાની સતી તણાં રે, કોડ કોણ પુરાવે ?
આજ અંધારૂં અંતરે રે, દિશ કોણ બતાવે ?

(૪)

રાજા વિનાની પ્રજાતણી રે કોણ કાળજી રાખે ?
સેના પતિના પડયા પછી રે, યુદ્ધ કોણ દિપાવે ?
મુગટ મોંઘેરો ગયા પછી રે, શિર કોણ શોભાવે ?
નાથ વિના બિગડી ગઈ રે, કહો કોણ સુધારે ?

(૫)

શ્રીજી તારા સંઘાથીનો રે, સાથ કેમ કરી છોડયો ?
ભક્તો વિના ન રહી શકે રે, કેમ એકિલો દોડયો ?
પળેપળે સત્સંગીઓ રે, બની બહાવરા રૂવે,
દયા સિંધુ કહેવાઇને રે, કેમ દયા છૂપાવે ?

(૬)

અળગો થયો તો ભલે થયો રે સ્થુળ દેહથી આજે,
અંતરથી અળગો મા થજે રે, અમ ઉરમાં રહેજે,
આશિષ દઇ તુજ બાળને રે, એનું રક્ષણ કરજે,
ગુન્હા સહુએ ક્ષમા કરી રે, ત્હારી ગોદમાં લે જે,



## શ્રીજીને

પ્રભો ! કિરતાર, કરૂણાળુ !
સકળ અવતારથી ન્યારા,
તમે સુખધામ શ્રી ઘનશ્યામ,
સહજાનંદ છો પ્યારા........
કૃપા સિંધુ તમે છો તે,
કૃપા વરસાવજો પ્યારા,
બળેલાં રાંક અંતરને,
સુધાથી ઠારજો પ્યારા........
કુબુદ્ધિ કાપીને પ્યારા,
સુબુદ્ધિ આપજો પ્યારા,
નમે તુજ બાળકો શ્રીજી !
સ્વયંસેવક પ્રીતે પ્યારા........

# અમે તો શ્રીજીના સંતાન

અમે તો શ્રીજીનાં સંતાન
અમારા શ્રીજી છે ભગવાન          અમે....

શ્રીજી અમારા માત પીતાને,
શ્રીજી સુખ ભંડાર,
શ્રીજી સાટે શિર હમારા,
સદૈવ છે તૈયાર          અમે....

શ્રીજી તાજ શિરે સોહાવે,
શ્રીજીનો આધાર.
શ્રીજીનું સામ્રાજ્ય તપે ત્યાં,
દ્રોહી શું કરનાર ?          અમે....

શ્રીજી કારણ તનધન દેશું,
લેશું સાધુ વેષ,
ક્ષણભંગુર સુખસંપત માટે,
ચળશું નહિ લવલેશ          અમે....

નિશદિન ધ્યાન શ્રીજીનું ધરીએ,
નહિ જગની દરકાર
અખંડ સુખડાં લઇને કરીએ,
સાર્થક આ અવતાર          અમે....

શ્રીજી ચરણે શિર નમાવી,
વંદી વારંવાર
કૃપા સિંધુની કૃપા યાચીએ,
ઉતારો ભવ પાર,
અમે તો શ્રીજીના સંતાન,
અમારા શ્રીજી છે ભગવાન.



## શ્રીજી હમારા નાથ હય

ઔર કીસીસે કયા કરૂં,
મેરે શ્રીજી જૈસા નાથ હય...........
શ્રીજી હમારા નાથ હય,
ઘનશ્યામ હમારા નાથ હય,
પરવા જગતકી કયા હમારે,
શ્રીજી જૈસા સાથ હય........ઔર....
જો કરૂં દોલત કી આશા,
વહ જીવનકી વેઠ હય,
દૌલતો કી કયા કમી મેરે
શ્રીજી જૈસા શેઠ હય........ઔર....
જો ચલુ સંસાર હા !
સંસારમેં કયા સાર હય,

તન મન ધનકા નશ સમજલો,
શ્રીજી શરણુ અવિનાશ હય........ઓર....

સચ્ચ કહું દિલ ખોલ કર,
જગમેં ન અપના કોઇ હય,
સ્વાર્થ મેં ઝુકયું જગત હા !
નાથકું બિસરી ગયે હય,
ઔર કીસીસે કયા કરૂં,
મેરે શ્રીજી જૈસા નાથ હય.



## પધારો મંદિરે....નાથ !

પ્યારા પુરૂષોત્તમ પરિબ્રહ્મ,
પધારો મંદિરે રે...............

પ્રણમું હું પ્રિતથી કર જોડી,
મૂર્તિ તમારી ચિત્તમાં ચોડી,
શરણાંગતની વહારે વ્હેલા આવજો રે....પ્યારા

અધમ ઉદ્ધારણ ! દુર્મતિપાવન !
કામ, ક્રોધ, ભય, લોભ નિવારણ !
હરિજન સંતતણા હિતકારક આપ છો રે....પ્યારા

ભવસાગરમાં ઝોલાં ખાતો,
ઉગરવાનો ન દિસે આરો,
અથડાતો, ટીપાતો પ્રભુજી તારજો રે....પ્યારા
માયિક સુખ સંસારે મોહી,
જીંદગી મારી એળે ખોઇ,
દોષ દિલે નહિ ધરતાં, નાથ નિભાવજો રે....પ્યારા
દુઃખીયાનું સહુ દુઃખ વિદારી,
વિનતિ અમારી ઉરમાં ધારી,
દર્શન ઝટ અણમૂલાં દેવા આવજો રે....પ્યારા
અણ તેડયા આહિર ઘેર ગ્યા'તા
છાશ ઘેંસ પ્રિતે ખાધા'તા,
અમ ઘેર આવો થાકયો ખેંચ કરી કરી રે,
પ્યારા પુરૂષોત્તમ પરિબ્રહ્મ,
પધારો મંદિરે રે................



## શ્રીજી–દર્શને

સહુ ચલો બંધુઓ આજ
આપણે શ્રીજી દર્શન જઇએ
શ્રીજી દર્શન જઇને ઉરમાં,
મૂર્ત્તિને સંઘરીએ રે....સહુ૦

શ્રીજીના દર્શન કરવાનો,
અનુપમ લ્હાવો લઇએ,
અંગો એના નિરખી પ્રિતે,
નેત્રો પાવન કરીએ રે....સહુ૦
ભાલ વિશાલ તિલક કુંકુંમથી
સુંદર વર શો શોભે ?
ભાવ ભરેલી ભ્રકુટી એની,
ભક્તોના મન લોભે રે....સહુ૦
આંખડલી અણીયાળીથી એ,
ચિત્તડુ ચોરી લેતો,
કામણગારી કીકીમાં બહુ,
પ્રેમસુધા સંઘરતો રે....સહુ૦
અભય હસ્તથી આશ્રિતોને,
નિર્ભયતા સૂચવતો,
મંદ મંદ હસતો જાતો કાંઇ,
છુપી વાતો કરતો રે....સહુ૦
એ પ્યારા પ્રિયતમની પાસે,
કર જોડી કરગરીએ,
સુમતિ એવી આપે નિશદિન,
શ્રીજીને ન વિસરીએ રે,

સહુ ચલો બંધુઓ આજ,
આપણે શ્રીજી દર્શન જઈએ.



## દર્શન શ્રીજી દિલાદે

શિર ઝુકીએ ચરનમેં,
દર્શન શ્રીજી દિલાદે,
તેરે ચરન કે પ્યાસી,
દર્શન શ્રીજી દિલાદે........શિર.

પાલક પ્રભુ જગતકા,
ધનશ્યામ નામ તેરા,
મેં દીન દાસ અપના,
દર્શન શ્રીજી દિલાદે........શિર.

પ્યારે દિદારકે બિન,
આતશ જલે જીગરમેં,
ઉનકું પ્રિતમ બુઝાદે,
દર્શન શ્રીજી દિલાદે........શિર.

દિનરાત કે પિયારે,
તુજ દ્વાર પે ખડા હું,
બિનતિ સુની હમારે,
દર્શન શ્રીજી દિલાદે........શિર.

